લેનિનના
સિદ્ધાંતોની દૃષ્ટિએ

# દુરસ્તીવાદ સામેની લડત



હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીના સિદ્ધાંતિક અંગ્રેજી
માસિક "કમ્યુનિસ્ટ"ના સંપાદક-મંડળ
તરફથી સત્તાવાર નિવેદન



કિંમત ૨ આના

દી કમ્યુનિસ્ટ પાર્ટી : સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ ૪

## લેનિનના સિદ્ધાંતોની દૃષ્ટિએ

# દુરસ્તીવાદ સામેની લડત

કેટલીક કમ્યુનિસ્ટ પાર્ટીઓએ કરેલ દુરસ્તીવાદી ભૂલો અને તેમણે બતાવેલ દુરસ્તીવાદી વલણોની ભૂમિકામાં, આ વરસનો **લેનિન દિન** ચેતવણી આપે છે કે જ્યાં સુધી દરેક પ્રકારના દુરસ્તીવાદ સામે એકધારી અને સતત લડત કરવામાં નહિ આવે, માર્કસવાદી સિદ્ધાંતોને વિકૃત બનાવવાના અને તેમાં તડજોડ કરવાના તમામ પ્રયાસોને પરાજય આપવામાં નહિ આવે, ત્યાં સુધી કામદાર વર્ગ, વર્ગયુદ્ધની સાચી સમજ પ્રાપ્ત કરવાની–વર્ગયુદ્ધની સાચી કાર્યનીતિ અને તેનો ક્રાંતિકારી અમલ કરવાની કોઇ આશા ધરાવી નહિ શકે.

લેનિને દુરસ્તીવાદ સામે જે લડત ચલાવી હતી એ અંગે સ્તાલિન કહે છે કે—

"લેનિનવાદના અસામાન્ય લડાયક અને અસામાન્ય ક્રાંતિકારી સ્વરૂપ પ્રત્યે ધ્યાન દોરવું એ આજે સાધારણ બની ગયું છે. અને એમ કરવું એ તદ્દન સાચું છે. પરંતુ, લેનિનવાદનું આ લક્ષણ બે કારણોને આભારી છે. પહેલું એ કે, લેનિનવાદ કામદાર–ક્રાંતિમાંથી પેદા થયો છે, અટલે કામદાર ક્રાંતિની છાપ તેના પર પડયા વિના ન રહે; બીજું એ કે, લેનિનવાદ, **બીજી આંતરરાષ્ટ્રીયના** તકવાદ સામે સંઘર્ષ કરીને ફાલ્યો છે ને મજબુત બન્યો છે; તકવાદ સામેનો આ સંઘર્ષ, મૂડીવાદને સફળ રીતે હરાવવા માટે આવશ્યક જરૂરિયાત સમો રહ્યો હતો અને આજે પણ રહ્યો છે. એ ન ભૂલવું જોઈએ કે એક બાજુ માર્કસ ને એંગલ્સ તથા બીજી બાજુ લેનિન એ વચ્ચેનો સમય એક એવો ગાળો હતો કે જ્યારે બીજી આંતરરાષ્ટ્રીયના તકવાદનું એકચક્રી વર્ચસ્વ હતું; એટલે, એ તકવાદ સામે નિર્દય રીતે લડત ચલાવવી એ લેનિનવાદનું સૌથી અગત્યનું કાર્ય હતું."

લેનિનની સાથોસાથ દુરસ્તીવાદ સામે એક ધારી લડત ચલાવનાર સ્તાલિને, એ લડતને ક્રાંતિકારી ચૂસ્તતાથી અને એકધારી રીતે જારી રાખી

અને રશિયન ક્રાંતિ પછી મૂડીવાદની શરણાગતિ સ્વીકારવાની હિમાયત કરનાર, રશિયામાં સમાજવાદની સ્થાપના કરવાનો વિરોધ કરનાર ટ્રોટસ્કીવાદી–બુખારિનની ટોળકીનો તેમણે સામનો કર્યો હતો. માર્કસવાદની વિકૃતિ કરનારાઓ સામે આવી એકધારી લડત ચલાવ્યા વિના, સોવિયેત યુનિયનમાં સમાજવાદની સ્થાપના, મૂડીવાદી રાજ્યોના પ્રહારો સામે તેનું રક્ષણ અને હિટલરનાં સશસ્ત્ર ધાડાંઓનો પરાજય અશક્ય બન્યા હોત.

આંતરરાષ્ટ્રીય દુરસ્તીવાદીઓ માનતા હતા કે રશિયન ક્રાંતિનો અનુભવ અને આંતરરાષ્ટ્રીય કામદાર–વર્ગને લેનિને આપેલી દોરવણી એ મુખ્યત્વે રશિયન બનાવ હતો–રશિયા પૂરતો જ હતો. દુરસ્તીવાદના આ નવા સૂક્ષ્મ સ્વરૂપ સામે, રશિયન ક્રાંતિના અનુભવને ઠોકરે મારવાના આ પ્રયાસ સામે સ્તાલિને નીચેનું અદ્દભૂત સૂત્ર રજુ કરીને, વિશ્વ ભરના કામદાર વર્ગના હાથમાં તેમજ ઉભી થઈ રહેલી કમ્યુનિસ્ટ પાર્ટીઓના હાથમાં એક મહાન હથિયાર મૂકી દીધું :—

("લેનિનવાદના મૂળભૂત સિદ્ધાંતો" : મોસ્કોથી પ્રસિદ્ધ થયેલી અંગ્રેજી આવૃત્તિ, પા. ૧૪)

"લેનિનવાદ એ શાહીવાદ અને કામદાર ક્રાંતિના જમાનાનો માર્કસવાદ છે. વધુ ચોક્કસપણે કહીએ તો, લેનિનવાદ એ સામાન્ય રીતે, કામદાર-ક્રાંતિનો અને વિશેષ કરીને, કામદાર-વર્ગની સરમુખત્યારીનો સિદ્ધાંત અને કાર્ય-નીતિ છે."

("લેનિનવાદના મૂળભૂત સિદ્ધાંતો" : પા. ૧૪)

આ પછીની, દુરસ્તીવાદ સામેની લડત માર્કસવાદ–લેનિનવાદના ઝંડા હેઠળ ચાલતી રહી. અને બરાબર એજ સુધારાવાદી, સોશિયલ ડેમોક્રેટિક પાર્ટી-ઓએ લેનિનવાદના તમામ સિદ્ધાંતો, જેવા કે, કામદાર વર્ગની સરમુખત્યારી, કામ-દાર–ક્રાંતિ, મૂડીવાદી વ્યવસ્થાને ઉથલાવી પાડવી, આગલી હરોળ તરીકે પાર્ટીનો હિસ્સો હોવો, એક દેશમાં સમાજવાદની સ્થાપના કરવી વગેરેની જરૂરિયાતોનો ઇન્કાર કર્યો હતો. લેનિનની આગેવાની હેઠળ કમ્યુનિસ્ટ આંતરરાષ્ટ્રીયે તેમજ એની દોરવણી તળે કામ કરનારી પાર્ટીઓએ માર્કસવાદ-લેનિનવાદના નક્કર પાયા પર ઉભા રહીને સોશિયલ–ડેમોક્રેટિક પાર્ટીઓના તકવાદ અને દગાખોરી સામે લડત કરી. એ તમામને ખાત્રી હતી કે આવી લડત વિના, કામદાર વર્ગના બહુ મોટા ભાગને, મૂડીવાદી રાજસત્તા સામે ક્રાંતિકારી લડત આપવા માટે માર્કસ-વાદ–લેનિનવાદને પક્ષે જીતી શકાશે નહિ.

પરંતુ, અનેક પાર્ટીઓમાં દુરસ્તીવાદી વલણ ફરી વાર દેખાવા લાગી.

કેટલીક વાર તો એ ચિંતાજનક હદ સુધી પહોંચી. દુરસ્તીવાદી અસર ધીમે ધીમે એકઠી થતી ગઈ અને ફાસિસ્ટ વિરોધી યુધ્ધના અંત ભાગમાં એ ખુલ્લી થઈ. સંખ્યાબંધ પાર્ટીઓમાં તો કેટલાક આગેવાનોએ ખુલ્લં ખુલ્લા દુરસ્તીવાદી વલણ અખત્યાર કર્યું. તેમણે સમાજવાદનો પ્રચાર કરવાના નવા "રાષ્ટ્રીય" સ્વરૂપના ઓઠાં હેઠળ, માર્કસવાદ–લેનિનવાદના કેન્દ્રીય સિદ્ધાંતોને તિલાંજલી આપી. આ રીતે, યુરોપની કેટલીય પાર્ટીઓના આગેવાનોએ એવાં નિવેદન કર્યાં કે કામદાર વર્ગની સરમુખત્યારી બીનજરૂરી છે, એ તો જમાના જુનો ખ્યાલ છે, કે જેની આજે કોઇ આવશ્યકતા નથી. આ તો રાજ્ય અંગેના માર્કસવાદી સિધ્ધાંતોને તિલાંજલી દેવા સિવાય બીજું કશું નહોતું. કોટસ્કીના (બીજી આંતરરાષ્ટ્રીયનો સુધારાવાદી આગેવાન) જમાના પછી, આવું ખુલ્લંખુલ્લા કરવાની કોઇએ હિંમત કરી નહોતી. રાજ્ય અંગેના માર્કસવાદી સિદ્ધાંતોના સમર્થનમાં લેનિને બે પ્રમાણભૂત ગ્રંથો લખ્યા હતા: એક તો, "રાજ્ય અને ક્રાંતિ" અને બીજો, "કામદાર–ક્રાંતિ અને ગદ્દાર કોટસ્કી." બીજા ગ્રંથમાં લેનિને કામદાર વર્ગની સરમુખત્યારીની જરૂરિયાત સમજાવી અને તેનું સમર્થન કર્યું; તથા, કામદાર ક્રાંતિના એક હથિયાર તરીકે કામદાર–વર્ગની સરમુખત્યારીની જરૂરીઆતનો ઇન્કાર કરનાર કોટસ્કીને ગદ્દાર કહી વખોડી કાઢયો. સંક્રાંતિ કાળ દરમિયાન રાજ્યનું ગમે તે સ્વરૂપ હોય, પણ, કામદાર વર્ગની સરમુખત્યારી વિના કામદાર–ક્રાંતિ, સમાજવાદ અસંભવ છે—માર્કસવાદ–લેનિનવાદનો આ એક મૂળભૂત સિદ્ધાંત છે.

સ્તાલિનની તેજસ્વી વ્યાખ્યા અનુસાર, લેનિનવાદ એ "સામાન્ય રીતે કામદાર ક્રાંતિના અને વિશેષે કરીને, કામદાર વર્ગની સરમુખત્યારીના સિદ્ધાંત ને કાર્યનીતિ છે."

("લેનિનવાદના મૂળભૂત સિધ્ધાંતો" : પા. ૧૪)

આ રીતે, કામદાર વર્ગની સરમુખત્યારીના સિધ્ધાંતનો ઇન્કાર કરવો એટલે લેનિનવાદના, તથા સ્તાલિનના તમામ સિધ્ધાંતોનો અસ્વીકાર કરવા બરાબર હતું. એ છતાં, કમ્યુનિસ્ટ પાર્ટીઓના કેટલાય આગેવાનોએ એની હિમાયત કરી હતી; એમાંના કેટલાક હવે આગળ પડતું સ્થાન ધરાવતા નથી, કેમકે, બીજા સવાલો અંગે તેમનો તકવાદ ખુલ્લો પડી ગયો છે. બીજી એક પાર્ટીના આગેવાનોએ કામદાર–વર્ગની સરમુખત્યારીના આ ઇન્કારને સહાનુભૂતિપૂર્વક ટાંકયો છે. અને પોતાની આ ગુનાહિત હિમાયત અંગે, લેનિનવાદના આવા ખુલ્લંખુલ્લા અસ્વીકાર અંગે હજી સુધી કોઇ આત્મ–ટીકા કરી નથી.

સામાન્ય રીતે બને છે તેમ, કેટલાક દાખલાઓમાં તો, દુરસ્તીવાદ, ધીમે ધીમે આગળ વધીને મૂડીવાદી રાષ્ટ્રવાદ અને ખુલ્લા સોવિયેત-વિરોધ સાથે ભળી ગયો છે. યુગોસ્લાવિયામાં ટીટો-કાર્દેલ ટોળકીની નીતિનું પતન એટલી હદે થયું કે તે છેવટમાં મૂડીવાદી અંધ-રાષ્ટ્રવાદમાં પલટાઇ ગઈ; એ રીતે, દુરસ્તીવાદ તેની આખરી કક્ષાએ પહોંચી છેવટમાં દુશ્મન પક્ષે ભળી ગયો.

યુગોસ્લાવ આગેવાનોએ પાર્ટીને ખતમ કરવાની અને તેને લોક મોરચામાં ભેળવી દેવાની નીતિ અપનાવી—એ રીતે, આગલી હરોળ તરીકે પાર્ટીએ ભજવવાનો ભાગ અને કામદાર-વર્ગની આગેવાની—એ બન્ને સિદ્ધાંતોને તેમણે પૂરેપૂરા કોરે ઉડાવ્યા.

જનતાના સાચા લોકશાહી તબક્કામાંથી સમાજવાદ તરફ કેવી રીતે જવું એ અંગે તેમણે એક એવો દૃષ્ટિકોણ સ્વીકાર્યો કે જેનો વર્ગો સાથે કોઇ સંબંધ નહોતો. હકીકતે તેમની નીતિ, ધનિક કિસાનો (કુલક) અને બીજા ધનિક વર્ગો સાથે સહકાર કરવાની હતી. આ નીતિનું ફક્ત એક જ પરિણામ આવે તેમ હતું—અને તે, યુગોસ્લોવિયા એક સાધારણ મૂડીવાદી પ્રજાસત્તાક બની જાય તે. જ્યારે આ નીતિને ઉઘાડી પાડવામાં આવી ત્યારે યુગોસ્લાવ નેતાઓએ, જરૂરી નક્કર આર્થિક ભૂમિકા પેદા કર્યા વિના જ મૂડીવાદના અવશેષોને, એક વર્ગ રૂપે ધનિક કિસાનોને ખતમ કરી નાખવાની તોરી નીતિની જાહેરાત કરી. વ્યવહારમાં તો, આ એ જ નીતિ હતી જે બુખારિન ટોળકીએ અખત્યાર કરી હતી; એ નીતિ ધનિક કિસાનો સાથે વર્ગીય શાંતિની હિમાયત કરતી હતી. અને જાહેર કરતી હતી કે ધનિક કિસાનો સમાજવાદનું આપોઆપ અંગ બની જશે. એ નીતિ, કામદાર-વર્ગ તથા તેના રાજ્યને મૂડીવાદી તત્વો સામે અસરકારક રીતે લડતાં રોકતી હતી; અને લડતને આગે ધપાવવા માટે મહેનતકશ કિસાનો તથા ખેત-મજુરો પર એ આધાર રાખતી નહોતી.

આખરમાં તો, યુગોસ્લાવ આગેવાનોએ સોવિયેત વિરોધી દૃષ્ટિબિંદુ અને નીતિ અપનાવી અને "એક દેશમાં સમાજવાદની સ્થાપના થઇ શકે છે" એવા દંભી ઉલ્લેખો કરી એના પર ઢાંકપિછોડો કરવાનો પ્રયાસ કર્યો. યુગોસ્લાવ આગેવાનોએ એક દેશમાં સમાજવાદની સ્થાપના શક્ય છે એવા લેનિનવાદી-સ્તાલિનવાદી સિધ્ધાંતને વિકૃત સ્વરૂપે રજુ કર્યો. લેનિનવાદી-સ્તાલિનવાદી સિદ્ધાંત તો એવો હતો કે રશિયા જેવા દેશમાં, મૂડીવાદી રાજ્યોની દુશ્મનાવટ છતાં અને તેમનાથી સ્વતંત્ર રહીને સમાજવાદની સ્થાપના શક્ય છે; અને

યુરોપના આગળ વધેલા દેશોમાં કામદાર–ક્રાંતિ સફળ થાય ત્યાં સુધી એને માટે રાહ જોવી જરૂરી નથી. ટીટા–ટોળકીએ આ સિદ્ધાંતને વિકૃત બનાવી એવો વિચાર રજુ કર્યો કે, યુગોસ્લાવિયા જેવો દેશ આજની પરિસ્થિતિમાં, જ્યારે કે અમેરિકા પોતાનો પંજો ચારે બાજુ ફેલાવી રહ્યું છે ત્યારે, મહાન સોવિયેત યુનિયન અને જનતાના સાચા લોકશાહી દેશો સાથે દુશ્મનાવટ બાંધીને અને તેમની કોઇ પણ મદદ લીધા વિના, સમાજવાદ અને અમરિકી શાહીવાદ વચ્ચે બાજી ખેલીને સમાજવાદની સ્થાપના કરી શકે–એટલે કે, તે માર્શલ મદદ લેનારો એક દેશ બની જાય. આ દાખલામાં દુરસ્તીવાદ, એક પછી એક માર્ક્સવાદી સિદ્ધાંતોને ઠોકરે મારીને આખરમાં દુશ્મન પક્ષે જઇ બેસે છે. તે એક સાધારણ સોવિયેત વિરોધી મૂડીવાદી વિચાર–સરણી બની જાય છે. કામદાર–વર્ગ અને તેનાં અગ્ર-દલો, કમ્યુનિસ્ટ પાર્ટીઓ વચ્ચેના આંતરરાષ્ટ્રીય સહકારને તે ઠુકરાવે છે. અને એથી ય આગળ વધીને, દુનિયાના કામદાર–વર્ગ તથા સમાજવાદના કિલ્લા સોવિયેત યુનિયન સામે ખુલ્લં ખુલ્લા અને બેશરમ બનીને તે વિરોધી વલણ અખત્યાર કરે છે.

જનતાનું સાચું લોકશાહી તંત્ર ધરાવનારા દેશોમાં કેટલીક પાર્ટીઓના કેટલાક આગેવાનોની દુરસ્તીવાદી વલણ બે દિશામાં આગળ વધી. એક વલણ સોવિ-યેત સંઘનું મહત્વ ઓછું આંકવાની હતી. તેઓ એ વાત ભૂલી ગયા કે જનતાનું સાચું લોકશાહી તંત્ર ધરાવનારા દેશો જો સોવિયેત યુનિયનની આગેવાનીના મહત્વને બરાબર સમજે તો જ સમાજવાદ તરફ આગે બઢી શકે અને પોતાની સ્વતંત્રતા ટકાવી શકે તેઓ મૂડીવાદી રાષ્ટ્રવાદ તરફી ઝુકાવના ભોગ બન્યા. બીજું, સમાજવાદ માટેની લડતના જુદા જુદા તબક્કા દરમિયાન કિસાનોના સવાલ અંગે માર્ક્સવાદી–લેનિનવાદી સિદ્ધાંત શું છે એ ય તેઓ ઘણી વાર ભૂલી જતા હતા. તેઓ એ ય ભૂલ્યા હતા કે, જનતાના સાચાં લોકશાહી તંત્રા સ્થપાયા પછી વર્ગવિગ્રહ ધીમો નથી પડતો બલ્કે વધુ ઉગ્ર બને છે અને નવાં નવાં સ્વરૂપ ધારણ કરે છે; અને એથી, સમાજવાદની સ્થાપના માટેની લડતમાં, શોષણખોરોના વિરોધને કચડી નાખવા રાજ્યનો સાચી અને ક્રાંતિકારી રીતે ઉપયોગ કરવાની જરૂર છે. તેઓ એ ય ભૂલી ગયા કે સમાજવાદ માટેની લડતમાં રાજ્યનો એક અસરકારક હથિયાર તરીકે ઉપયોગ કરવો હોય તો એ રાજ્ય પર કામદાર વર્ગની સરમુખત્યારી આવશ્યક છે.

મૂડીવાદી દેશોની કેટલીક પાર્ટીઓમાં, દુરસ્તીવાદે એવું સ્વરૂપ લીધું કે તેઓ કહેવાતા સોશિયાલિસ્ટોની વર્ગીય ભૂમિકા સમજવામાં અને તેમના વિશ્વાસ-

વાતને ખુલ્લી પાડવામાં તે નિષ્ફળ ગઇ. તેઓ એય સમજવામાં નિષ્ફળ ગઇ કે ભલે કહેવાતા સોશિયા લિસ્ટો સત્તામાં હોય તો યે, મૂડીવાદી રાજ્યોનું વર્ગીય સ્વરૂપ બદલાતું નથી. એથી, તેઓ એમની જુઠ્ઠી રાષ્ટ્રીયકરણની યોજનાઓનું ખરૂં રૂપ ન પારખી શક્યા અને એમાં સુધારા કરવાના પ્રયાસોમાં પડ્યા. તેમણે ઉત્પાદન વધારવાને નામે વર્ગીય શાંતિની ખુલ્લી હિમાયત કરી અને કામદાર-વર્ગની હડતાળ-લડતોને તિલાંજલી આપી.

અહીં આપણને જોવા મળે છે કે વર્તમાન કાળનું દુરસ્તીવાદી વલણ, વ્યવહારમાં પરંપરાગત નામધારી સમાજવાદ સાથે એક રૂપ બની જાય છે અને આમ જનતાની રોજિંદી લડતોનેય તિલાંજલી આપે છે.

કેટલીક પાર્ટીઓમાં દુરસ્તીવાદનું એક બીજું સ્વરૂપ એ જોવા મળ્યું કે તેમણે આત્મ-ટીકાના ક્રાંતિકારી સિધ્ધાંતને તિલાંજલી આપી, આગેવાનોની ભૂલોને એક યા બીજી રીતે ઢાંકવા પ્રયાસ કર્યો, અને એ રીતે, પાર્ટી-સભ્યોના સામુદાયિક વિચાર-વિનિમયને તથા પાર્ટીના પ્રત્યક્ષ અનુભવના આધાર પર તેમના શિક્ષણને અટકાવ્યું. આત્મ-ટીકા અંગે **બીજી આંતરરાષ્ટ્રીય** સાથે જોડાયેલ પાર્ટીઓના વલણ ઉપર લખતાં સ્તાલિન જણાવે છે કે—

"બીજી આંતરરાષ્ટ્રીયની પાર્ટીઓને આત્મ-ટીકાનો જે ડર છે એ અંગે કશું કહેવાની મારે અહીં જરૂર નથી. પોતાની ભૂલોને છૂપાવવી, ઉગ્ર સવાલો અંગે ગોળ ગોળ કહી છટકી જવું, 'બધું ઠીક છે' એવો ઢોંગ કરી પોતાની ત્રુટીઓને ઢાંકવી એ તેમની ટેવ છે. આ એવી ટેવ છે કે જે વિચાર-શક્તિને કુંઠિત કરે છે અને પોતાની ભૂલોમાંથી બોધપાઠ લઈને ક્રાંતિકારી તાલીમ મેળવવાના પાર્ટીના કામમાં અવરોધ ઉભો કરે છે. લેનિને આ ટેવની રેવડી ઉડાવી સખત ઝાટકણી કાઢી હતી. "લેફ્ટવીંગ કમ્યુનિઝમ, એન્ડ ઇનફંટાઇલ ડિસઓર્ડર" નામની પોતાની પુસ્તિકામાં લેનિને કામદાર-પાર્ટીઓની અંદર આત્મા-ટીકા અંગે નીચે પ્રમાણે લખ્યું છે;

"પોતાની ભૂલો પરત્વે કોઈ રાજકીય પક્ષનું શું વલણ છે એ તેની પ્રમાણિકતા માપવાનું સૌથી અગત્યનું અને સારામાં સારૂં સાધન છે. એ વડે જાણી શકાય છે કે એ પાર્ટી પોતાના વર્ગ અને મહેનતકશ જનતા પ્રત્યે પોતાની ફરજનો વ્યવહારમાં કેવી રીતે અમલ કરે છે. ખુલ્લે દીલે ભૂલનો એકરાર કરવો, એનાં કારણો શોધવાં, જે પરિસ્થિતિમાં એ ભૂલ પેદા થઈ એ પરિસ્થિતિનું પૃથક્કરણ કરવું અને એ સુધારવા માટેના રસ્તાઓની તલસ્પર્શી છણાવટ કરવી-એ કોઇ પણ ગંભીર પાર્ટીનું લક્ષણ છે. પોતાનું કર્તવ્ય અદા કરવાનો, પોતાના વર્ગને અને એ પછી, જનતાને તાલીમ આપવાનો એ જ માર્ગ છે."

("લેનિનવાદના મૂળભૂત સિધ્ધાંતો" પા. ૨૪-૨૫)

આ ક્ષેત્રમાં, દુરસ્તીવાદી વલણ એવા સ્વરૂપે પ્રગટ થઈ કે જેમાં આત્મ-ટીકાને પાર્ટી અને પોતાના વર્ગને શિક્ષણ આપવાનું એક સાધન ગણવામાં ન આવ્યું પણ આગેવાનો અને સાધારણ સભ્યો વચ્ચેનો એ એક સવાલ બની ગયો. ખોટી રીતે એમ રજુ કરવામાં આવ્યું કે ક્રાંતિકારી આત્મ-ટીકાથી તો, બીજી પાર્ટીઓની નજરમાં પાર્ટીની પ્રતિષ્ઠા નીચી જશે. એવું પણ માનવામાં આવ્યું કે, પાર્ટી તથા તેની આગેવાનીની ખુલ્લા દીલની આત્મટીકાથી પાર્ટીમાં અવિશ્વાસ પેદા થશે અને એ છિન્નભિન્ન થઇ જશે; આની પાછળ એવી માન્યતા હતી કે સાધારણ પાર્ટી-સભ્ય એટલો બધો અપરિપકવ હોય છે કે તેને, પાર્ટીના આગેવાનો કદી યે ભૂલ ન કરે એવો વિશ્વાસ રાખ્યા વિના ચાલતું નથી. હકીકતે જોઇએ તો, સાધારણ પાર્ટી સભ્યોને હાથે પોતાનો ન્યાય તોળાવા વિશેના આગેવાનોના ડર સિવાય આની પાછળ બીજું કશું નહોતું.

આત્મ-ટીકાના સિદ્ધાંતને તજી દેવાની આ વલણે, સતત ચાલુ રહેતી ભૂલોને લીધે જરૂરી બનતા પાર્ટી નીતિની અંદરના એકાએક ફેરફારો ઢાંકવાનું અને જૂની નીતિ જ ચાલુ છે એવી રીતે આ ફેરફારોને રજુ કરવાનું રૂપ લીધું. તે એટલા માટે કે, આ ફેરફારો શા માટે અને કેમ કરવામાં આવ્યા, જૂની નીતિમાં ફેરફારો એ પહેલાં થઇ શક્યા હોત યા નહિ, ભૂતકાળમાં કોઇ ભૂલો થવા પામી હતી યા નહિ એ સમજાવવાની જવાબદારીમાંથી આગેવાનો ઉગરી જાય. આ રીતે, ભૂલોને સર્વસાધારણ સભ્યોથી છુપાવવામાં આવી. અને જ્યારે જૂની નીતિ ચાલુ રાખવી અસંભવ બની જવાને કારણે આગેવાનોને પાર્ટી નીતિમાં જે ફેરફાર કરવા પડતા ત્યારે તે ફક્ત એવી રીતે રજુ કરવામાં આવતા કે જાણે, પરિસ્થિતિ બદલાઇ હોવાથી, પાર્ટી-નીતિમાં વાસ્તવિક દ્રષ્ટિએ આ ફેરફાર કરવામાં આવ્યા ન હોય. આ રીતે પાર્ટી-નીતિના "સાતત્ય" પર જોર આપવું એ, હકીકતે, આગેવાનો ભૂલો કરવાથી પર છે એવી માન્યતાને બેશરમપણે વળગી રહેવા અને આત્મ-ટીકાના સિધ્ધાંતને સંપૂર્ણપણે તજી દેવા બરાબર હતું.

અમેરિકામાં, બ્રાઉડર, દુરસ્તીવાદને તેની અંતીમ કક્ષા સુધી લઇ ગયો. પાર્ટીની આગેવાનીની ભૂમિકાને તેણે તિલાંજલી આપી, પાર્ટીને ખતમ કરી નાખી અને કામદાર વર્ગને મૂડીવાદી પાર્ટીઓમાં ભળી જવા કહ્યું. એવો એક પણ સિદ્ધાંત નહોતો કે જેને બ્રાઉડરે ફેંકી ઉડાવ્યો ન હોય. અને ટીટોની માફક તેણે પણ, મૂડીવાદી દુનિયા અને સમાજવાદી દુનિયા એક સાથ રહી શકે છે એવા એક સાચા સિદ્ધાંતને વિકૃત કરી તેને પોતાના દુરસ્તીવાદનો પાયો બનાવ્યો. તેના

હાથમાં એ સિધ્ધાંત, અમેરિકામાં કાયમી વર્ગ–શાંતિની, અમરિકી મૂડીદારો હેઠળ કામદાર વર્ગની કાયમી ગુલામીની હિમાયત કરવાનું હથિયાર બની ગયો; આ સિધ્ધાંતનો ઉપયોગ કરીને બ્રાઉડરે ખૂન–તરસ્યા અમરિકી શાહીવાદને એવું સર્ટિફિકેટ આપી દીધું કે તેના ઇરાદાઓ શાંતિમય છે. ટુંકમાં, કામદાર–વર્ગ અને સોવિયેત યુનિયનના આંતરરાષ્ટ્રીય દુશ્મનોની આગળ એ ખુલ્લં ખુલ્લાં શરણાગતિ હતી.

૧૯૪૮ના મેમાં ઓસ્ટ્રેલિયન પાર્ટીની કોંગ્રેસ સમક્ષ જે મુખ્ય રાજકીય અહેવાલ પેશ કરવામાં આવ્યો હતો તેમાં, આમાની કેટલીક દુરસ્તીવાદી ભૂલો સ્પષ્ટ સ્વરૂપે બહાર આવી હતી. એ અહેવાલમાં કામદાર–વર્ગની સરમુખત્યારી એટલે કે, રાજ્યમાં કામદાર વર્ગની આગેવાનીના સિધ્ધાંતને ખુલ્લં ખુલ્લા તિલાંજલી દેવામાં આવી હતી; અને ટીટો–ટોળકીના અનેક માર્કસવાદ વિરોધી વિચારોનો સ્વીકાર કરવામાં આવ્યો હતો. દાખલા તરીકે, લોક મોરચા અંગે એવું કહેવામાં આવ્યું હતું કે, લોક મોરચો, રાજ્યનું એક એવું સ્વરૂપ છે કે જેમાં સત્તા જનતાના હાથમાં છે અને એ જ સમાજવાદી સમાજરચના છે.

આ તમામ ભૂલો તથા દુરસ્તીવાદી વલણ એક જ ઓઠાં હેઠળ બહાર આવી. તમામ જગ્યાએ એ જ કહેવામાં આવ્યું કે કામદાર–વર્ગની લડતોને આગે ધપાવવા માટે અમારે વિશિષ્ટ પ્રકારનાં રાષ્ટ્રીય સ્વરૂપોની જરૂર છે—અમારે માર્કસવાદ–લેનિનવાદને અમારા દેશની વિશિષ્ટ પરિસ્થિતિને લાગુ પાડવો છે. "માર્કસવાદ એ અંધ–વિશ્વાસ નથી પણ, કાર્ય માટેનું એ માર્ગદર્શન છે"—માર્કસવાદી સિધ્ધાંતનો કોઇ પણ અંશ ન હોય એવા રાજકારણને ન્યાયી ઠેરવવા આ ક્રાંતિકારી સત્યને વિકૃત કરવામાં આવ્યું. દુરસ્તીવાદી વલણે, માર્કસવાદને વિશિષ્ટ પરિસ્થિતિને લાગુ પાડવાની આડશ લીધી; હકીકતે, માર્કસવાદ લાગુ પાડવામાં આવ્યો ન હતો પણ એને તિલાંજલી આપવામાં આવી હતી. માર્કસવાદી સિદ્ધાંતોને તજી દેવામાં આવ્યા હતા.

હકીકતે, આ દુરસ્તીવાદી વલણ, કેટલીક આગળ પડતી પાર્ટીઓમાં પણ દેખાઇ હતી. આ વલણ, માર્કસવાદ–લેનિનવાદના ધ્યેય માટે મક્કમપણે અને વફાદારીપૂર્વક લડત ચલાવી હોય એવા કેટલાક આગેવાનોમાં પણ દેખાઇ હતી. આ વલણ, મવાળ સુધારાવાદ અને મૂડીવાદી રાષ્ટ્રવાદ-તરફ ઝુકવા સિવાય બીજું કાંઇ નહોતું. અને મૂડીવાદી રાષ્ટ્રવાદ એ, કામદાર વર્ગની હિલચાલને એ દેશના મૂડીવાદી વર્ગની જરૂરિયાતને અનુરૂપ બનાવવા સિવાય બીજું કાંઇ નથી. જુદી

જુદી પાર્ટીઓમાં જે દુરસ્તીવાદી વલણુ અને ભૂલો ઉભી થઈ એમાં એક વસ્તુ સમાન છે. અને તે એ કે, એ બધામાં એક કોશીશ એ હતી કે કામદાર વર્ગની હિલચાલને એ દેશના મૂડીવાદી વર્ગની જરૂરિયાતને અનુરૂપ બનાવવામાં આવે. માર્કસવાદ લાગુ પાડવા માટે વિશિષ્ટ રાષ્ટ્રીય સ્વરૂપ ખોળવાને બદલે, અમેરિકા અને હિંદની કમ્યુનિસ્ટ પાર્ટીઓની જેમ કેટલીક પાર્ટીઓએ, કામદાર વર્ગની જરૂરિયાતને અનુરૂપ બનાવવાનાં વિશિષ્ટ રાષ્ટ્રીય સ્વરૂપો ઉભાં કર્યાં.

દુરસ્તીવાદને એક આંતરરાષ્ટ્રીય ઘટનાના સ્વરૂપે સમજવા માટે, આપણે એ ન ભૂલવું જોઈએ કે મૂડીવાદી દેશોની તમામ પાર્ટીઓ પર એની એક સરખી અસર નહોતી થઈ. કેટલીક પાર્ટીઓમાં દુરસ્તવાદી ભૂલો થઈ હતી; તો કેટલીકે દુરસ્તીવાદને એક નીતિ તરીકે અપનાવી લીધો હતો. જે પાર્ટીઓએ દુરસ્તીવાદી ભૂલો કરી હતી તેમાંની કેટલીકે, પોતાની ભૂલો છતાંયે, મહાન ક્રાંતિકારી કામો કર્યાં હતાં અને તેઓ, વિશ્વ કામદાર હિલચાલની આગલી હરોળ તરીકે હંમેશાં રહી હતી અને આજે પણ છે. એ પાર્ટીઓની ક્રાંતિકારી લડતોનું સવિસ્તર અવલોકન કરવાનું આ સ્થાન નથી. અહીં તો, આપણે દુરસ્તીવાદને એક આંતર-રાષ્ટ્રીય ઘટના તરીકે સમજવાનો અને તેનાં સામાજિક મૂળમાં ઉતરવાનો જ પ્રયાસ કરીએ છીએ.

હિંદમાં જે દુરસ્તીવાદ જોવા મળ્યો એમાં, બીજા દેશોની ખરાબમાં ખરાબ દુરસ્તીવાદી વલણોએ દેખા દીધી હતી : અહીં, (૧) કામદાર–વર્ગની સરમુખ-ત્યારીના સિધ્ધાંતના શરમજનક ઇન્કારને કબુલવામાં આવ્યો (૨) સંગઠન અંગેના લેનિનવાદી સિધ્ધાંતોનો ત્યાગ કરવામાં આવ્યો; (૩) લોકશાહી લડતોમાં કામદાર વર્ગની આગેવાનીને તિલાંજલી આપવામાં આવી; પાર્ટીની આગેવાન તરીકેની ભૂમિકાને છોડી દેવામાં આવી; (૪) હિંદની વિશિષ્ટ પ્રકારની પરિસ્થિતિને માર્કસ-વાદ–લેનિનવાદ લાગુ પાડવાને બહાને મૂડીવાદી રાષ્ટ્રવાદને અપનાવવામાં આવ્યો ને મૂડીવાદી રાષ્ટ્રવાદનું અનુસરણ કરવામાં આવ્યું; (૫) વિશ્વ સમાજવાદના એક કિલ્લારૂપે સોવિયેત યુનિયનનું આંતરરાષ્ટ્રીય મહત્વ સાચી રીતે સમજવામાં નિષ્ફળ ગયા. (૬) મૂડીવાદી વર્ગ વિરૂદ્ધ, જનતાની આર્થિક કે રાજકીય સ્વતંત્ર લડતો ચલાવવા અને દોરવા સંબંધે સામાન્યપણે આનાકાની બતાવવામાં આવી; (૭) અને માર્કસવાદ–લેનિનવાદની જાણીબુઝીને ઉપેક્ષા કરવામાં આવી. પી. સી. જોશીએ માર્કસવાદી સિધ્ધાંતોને "પુસ્તકિયા માર્કસવાદ" કહી વગોવ્યા; એમાં આ ઉપેક્ષાનું સૌથી વરવું રૂપ વ્યક્ત થયું હતું.

એવું નથી કે આ દુરસ્તીવાદી વલણ પહેલેથી જ એના ઉગ્ર સ્વરૂપે દેખાયું હતું. એથી ઊલટું, ધીમે ધીમે તકવાદના નાના નાના ઘુંટડાઓ દ્વારા એ જામ ગળે ઉતર્યો હતો અને એથી એની સામે લડવાનું મુશ્કેલ બન્યું હતું. એમાંની ઘણી ભૂલો અંગે, ગયે વરસે પાર્ટીની બીજી કોંગ્રેસમાં સારી એવી સફાઇ કરવામાં આવી હતી. કેટલીક બીજી, કદાચ, સુધરી નહોતી. આ બાબતમાં પણ, અહીં આપણે સારી યે પાર્ટીના કાર્યની આલોચના નહિ પણ તેની દુરસ્તીવાદી ભુલો અંગે જ વિચાર કરીએ છીએ. એટલે, પાર્ટીની આગેવાની હેઠળ જુદી જુદી આમ લડતો દ્વારા જે કામ થયું એની ચર્ચામાં ઉતરતા નથી.

એ છતાં, હકીકત તો એ જ રહે છે કે, હિંદમાં ખૂબ જ ભયંકર દુરસ્તીવાદી ભૂલો થઇ હતી. એ સામેની લડતનો કેટલીક વ્યક્તિઓએ વિરોધ કર્યો હતો, અને એ ભૂલોનું સ્વરૂપ, બીજે દેશોમાં થયેલી ભૂલોનાં જેવું જ લગભગ હતું. એટલે કે, એ દ્વારા મૂડીદારી રાષ્ટ્રવાદ તરફ ઝોક લેવામાં આવ્યો હતો અને કામદાર વર્ગની લડતને હિંદી મૂડીદારી વર્ગની જરૂરિયાતને આધીન બનાવવામાં આવી હતી.

અહીં એક વાતની નોંધ લેવી જરૂરી છે. તે એ કે, કમ્યુનિસ્ટ આંતરરાષ્ટ્રીયની સાતમી કોંગ્રેસે પોતાની અદ્દભુત કાર્યનીતિ આંકતાં સ્પષ્ટ ચેતવણી આપી હતી કે કામદાર વર્ગની લડત જરાય ધીમી ન પડવી જોઇએ. એવી જ રીતે, સોવિયેત યુનિયનની કમ્યુનિસ્ટ પાર્ટીની અઢારમી કોંગ્રેસે તકવાદના વધતા જતા ભય સામે ચેતવણી ઉચ્ચારી હતી. આ છતાં, આ દુરસ્તીવાદી ભૂલોએ દેખા દીધી હતી. કમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલની કાર્યવાહી સમિતિમાં સોવિયેત યુનિયનની કમ્યુનિસ્ટ પાર્ટી તરફથી પાર્ટીની અઢારમી કોંગ્રેસ સમક્ષ અહેવાલ પેશ કરતાં કિ. મેનુલસ્કીએ જણાવ્યું હતું કે—

> "કેટલીક કમ્યુનિસ્ટ પાર્ટીઓની અંદર, કામદાર વર્ગનો સંયુકત મોરચો અને ફાસિસ્ટ વિરોધી લોક મોરચાની કાર્ય નીતિ લાગુ કરતાં કેટલીક મવાળ તકવાદી સ્વરૂપની વલણ જોવામાં આવી છે. આ વલણ છે: શરણાગતિ સ્વીકારનારાઓ વિરૂધ્ધની લડતનું મહત્વ ઓછું આંકવાની; કહેવાતાં લોકશાહી રાજ્યોને આદર્શ રૂપે ચીતરવાની, અને તેના શાહીવાદી સ્વરૂપ સામે આંખ આડા કાન કરવાની. આવા પ્રકારની વલણ દેખા દે—પછી ભલે હજી એ માત્ર બીજ રૂપે જ હોય—એ બતાવી આપે છે કે તકવાદ સામેની લડતને ઉગ્ર બનાવવાની જરૂરીયાત ઉભી થઈ છે."

અને અંતમાં કહેવું જોઇએ કે, સ્તાલિને આંતરરાષ્ટ્રીય કામદાર–વર્ગના હાથમાં એક નવો પ્રમાણિત ગ્રંથ "સોવિયેત યુનિયનની કમ્યુનિસ્ટ પાર્ટીનો ઇતિ-

હાસ" મૂકવા છતાં આ ભૂલ થવા પામી હતી.

આ દુરસ્તીવાદી ભૂલો ફરી કેમ ઉભી થઈ એ સમજવા, દુરસ્તીવાદની નીતિને બરાબર સમજવી જરૂરી છે.

દુરસ્તીવાદની નીતિ અંગે લેનિને નીચે પ્રમાણે લખ્યું છે:

"...દુરસ્તીવાદી નીતિ એ છે કે જે નાના બનાવો અનુસાર પોતાનું વલણ બદલાવે. જેવી ઘટના એવી નીતિ અપનાવે, અને મામુલી રાજકારણના એકે એક નાના મોટા ફેરફારો અનુસાર પોતાની નીતિમાંય એને અનુરૂપ ફેરફાર કરે. દુરસ્તીવાદી નીતિ એ છે કે જે કામદાર વર્ગનાં મૂળભૂત હિતોને ભૂલી જાય, સમસ્ત મૂડીવાદી વ્યવસ્થા અને મૂડીવાદી વિકાસની મુખ્ય લક્ષણોને વિસરી જાય, અને વાસ્તવિક યા તો કલ્પિત ક્ષણિક લાભને માટે કામદાર વર્ગનાં મૂળભૂત હિતોનું બલિદાન આપી દે. અને આ દુરસ્તીવાદી નીતિનો સ્વભાવ જ એવો છે કે તે જુદાં જુદાં અસંખ્ય રૂપો ધારણ કરે. જ્યારે કોઇ સહેજ પણ 'નવો' સવાલ ઉઠે, ન કલ્પી હોય તેવી કોઇ ઘટના બને, અને એથી વિકાસના મૂળભૂત ક્રમમાં તદન નજીવો અને તેય ખૂબ જ ટુંક સમય માટે ફેર પડતો હોય તો યે, એક યા બીજે સ્વરૂપે દુરસ્તીવાદ અનિવાર્ય રીતે ઉભો થાય છે."

("માર્કસ-એંગલ્સ-માર્કસવાદ" : લેનિન)

દુરસ્તીવાદ કેવી રીતે ઉભો થાય છે ? લેનિન લખે છે:

"દુરસ્તીવાદ અનિવાર્ય છે કેમકે આધુનિક સમાજમાં એનાં વર્ગીય મૂળ રહેલાં છે...મૂડીવાદી સમાજમાં એ શા માટે અનિવાર્ય છે ? મૂડીવાદી વિકાસની કક્ષાઓ અને રાષ્ટ્રીય વિશિષ્ટતાઓના તફાવત કરતાં દુરસ્તીવાદ કેમ વધુ ગહન બને છે ? કારણકે હંમેશાં, દરેક મૂડીવાદી દેશમાં, કામદાર-વર્ગની સાથોસાથ મધ્યમવર્ગીઓનો, કારીગરોના ટોળાંનો વિશાળ થર હોય છે. મૂડીવાદ, નાના ધોરણે થતા ઉત્પાદનમાંથી પેદા થયો હતો અને સતત રીતે પેદા થઈ રહ્યો છે. મૂડીવાદ અનેક પ્રકારના "વચલા થરો"ને અનિવાર્ય રીતે પેદા કરે છે. (સાયકલ, મોટર વગેરે જેવા મોટા ઉદ્યોગોની જરૂરિયાતો પૂરી પાડવા માટે દેશ ભરમાં પથરાયેલા લટકણીઆ ઉદ્યોગો જેવા કે નાના નાના ગૃહ ઉદ્યોગો ને કારખાનાંઓ, ફેક્ટરીઓ વિગેરે) એવી જ અનિવાર્ય રીતે આ નવા નાના ધોરણે ઉત્પાદન કરનારાઓ પણ કામદાર-વર્ગની હરોળમાં ફેંકાઈ જાય છે. એટલે, એ સ્વાભાવિક છે કે, સમાજ અંગેનો મધ્યમવર્ગી દૃષ્ટિકોણ વારંવાર કામદાર-વર્ગની પાર્ટીઓની અંદર પેદા થાય છે. આમ થવું એ સ્વાભાવિક છે અને એ હંમેશાં હશે; કામદાર-ક્રાંતિની બિલકુલ નજીક પહોંચશું ત્યાં સુધી એ થયા કરવાનું છે, કારણ કે, ક્રાંતિ થાય એ પહેલાં વસ્તીનો મોટો ભાગ સંપૂર્ણપણે" કામદાર બની જાય એવું માનવું એ ભૂલ ભરેલું છે. આજે જે બાબતોનો અનુભવ આપણને માત્ર સિદ્ધાંતના ક્ષેત્રમાં થઇ રહ્યો છે, માર્કસના સિદ્ધાંતોમાં

દુરસ્તી કરવાના બહાને જે આપણી સામે આવી રહ્યો છે, કામદાર હિલચાલના કેવળ અલગ અલગ અંશતઃ સવાલોથી માંડીને તે દુરસ્તીવાદીઓ સાથેના કાર્ય-નીતિ અંગેના મતભેદો અને આ મતભેદોને કારણે પાર્ટીમાં પડતી ફાટફુટોના રૂપમાં જે બાબતો સામે આવે છે એ તમામ બાબતો પહેલાંના કરતાં ખૂબ જ મોટા પ્રમાણમાં કામદાર વર્ગના અનુભવમાં આવશે કે જ્યારે, કામદાર–ક્રાંતિ તમામ સવાલોને અને તમામ મતભેદોને, જનતાના વ્યવહાર સાથે સંબંધ ધરાવતા અત્યંત તાત્કાલિક મહત્વના પ્રશ્નો પર કેન્દ્રિત કરી દે; અને દારૂણ લડત વખતે, દુશ્મન ઉપર નિર્ણાયક ફટકો વીંઝવા શત્રુ કોણ ને મિત્ર કોણ એ નક્કી કરવાનું તથા ખરાબ સાથીઓને દૂર કરવાનું જરૂરી બનાવી દે."

("માર્કસ–એંગલ્સ–માર્કસવાદ :" લેનિન)

આગળ ચાલતાં લેનિને લખ્યું છે કે—

"કામદાર હિલચાલની અંદર સુધારાવાદીઓની ક્રાંતિકારી સોશિયલ ડેમોક્રેટો સામેની લડત વધુ ઉગ્ર બને એ, દુનિયાના તમામ સભ્ય દેશોની સારીયે આર્થિક તેમજ રાજકીય પરિસ્થિતિમાં થતા, ઉપર વર્ણવેલા ફેરફારોનું બિલ્કુલ અનિવાર્ય પરિણામ છે. કામદાર વર્ગની હિલચાલ જેમ આગે બઢે છે તેમ તે અનિવાર્યપણે, પોતા તરફ અમુક મધ્યમવર્ગી તત્વોને ખેંચે છે. આ તત્વો, મૂડીવાદી 'વિચાર-સરણીની અસર હેઠળ હોય છે. એ વિચાર સરણી છોડી દેવાનું તેમને માટે કપરું હોય છે અને વારે વારે તેઓ એમાં સરી પડે છે. આ લડત વિના કામદાર વર્ગ સામાજિક ક્રાંતિ કરી શકે એ કલ્પવું પણ અશક્ય છે. એ કલ્પવું પણ અશક્ય છે કે, ક્રાંતિ પહેલાં, સિદ્ધાંતોના સવાલો પર સુધારાવાદી સોશિયાલિસ્ટો અને સાચા ઉદ્દામ સમાજવાદીઓની વચમાં એક સ્પષ્ટ લાઈનદોરી ન આંકવામાં આવે, અને ક્રાંતિ દરમિયાન તકવાદી મધ્યમવર્ગી તત્વોથી નવી ઐતિહાસિક શક્તિ ધરાવતાં ક્રાંતિકારી કામદાર તત્વોને અલગ ન કરવામાં આવે તો ય ક્રાંતિ થઈ શકે.

(એજ પુસ્તકઃ પા. ૨૬૫)

"વધુમાં, મૂડીવાદના વિકાસની ગતિ, જુદા દેશોમાં ને એક જ દેશના અર્થતંત્રના જુદાં જુદાં ક્ષેત્રોમાં જુદી પડતી હોય છે. જ્યાં ઉદ્યોગોનો વિકાસ વિશાળ પાયા પર સૌથી વધુ થયો હોય ત્યાં, કામદાર વર્ગ અને તેના વિચારકો, વધુ ઝડપથી, સંપૂર્ણપણે અને મજબુતીથી માર્કસવાદ અપનાવી લે છે. પરંતુ, જ્યાં આર્થિક સંબંધો પછાત દશામાં હોય અથવા તો જ્યાં તેનો વિકાસ પાછળ પડી ગયો હોય છે ત્યાં, સતત રીતે કામદાર હિલચાલના એવા ટેકેદારો ઉભા થતા હોય છે કે જેઓ માર્કસવાદના અમૂક પાસાંઓ જ શીખે છે, દુનિયા અંગેના નવા દષ્ટિકોણનાં અમૂક અંગો યા તો અલગ અલગ સૂત્રો ને માંગો જ અપનાવે છે; અને દુનિયા અંગેના સામાન્યપણે મૂડીવાદી દષ્ટિકોણની તથા

વિશેષે કરીને, મૂડીવાદી-લોકશાહી દૃષ્ટિકોણની તમામ પરંપરાઓથી પોતાની જાતને અળગી કરી શકતા નથી." (એ જ પુસ્તક : પા. ૨૫૩)

લેનિનના આ ગંભીર શબ્દો પરથી આપણે સમજી શકીએ છીએ કે દુરસ્તીવાદનો ભય કેવો કાયમનો છે અને તેને કેવી રીતે મારી હઠાવવો જોઈએ. લેનિનના શબ્દો આપણને, આજના દુરસ્તીવાદનું મૂળ કયાં છે એ સારી રીતે સમજાવે છે.

કેટલીય કમ્યુનિસ્ટ પાર્ટીઓ હાલના જમાનામાં જ, નાનાં નાનાં પ્રચાર-દળોની અવસ્થા વટાવી મોટી પાર્ટીઓ બની હતી. આગળ વધેલા કામદારોની સાથેસાથ, જેઓ આ પહેલાં, કહેવાતા સોશિયાલિસ્ટોની ભ્રમણાઓ હેઠળ હતા તેવા પછાત કામદારો, મધ્યમવર્ગીઓ અને મૂડીવાદી બુધ્ધિજીવીઓ ય આ પાર્ટી પ્રત્યે આકર્ષાયા. આની સાથેસાથ, છેલ્લાં કેટલાંક વરસોમાં, જનતાના ખૂબ જ પછાત એવા થરો ય હિલચાલમાં ઘસડાયા અને પોતાની સાથે સદા ય બદલતા રહેતા ખ્યાલો અને ભ્રમણાઓ લેતા આવ્યા. જો આ તમામ તત્વો પર કાબુ મેળવાયો હોત, જો સર્વ સાધારણ સભ્યોને માર્કસવાદ-લેનિનવાદનું શિક્ષણ અપાયું હોત અને એ રીતે, તેમના દ્રષ્ટિકોણને ખતમ કરી પછાત થરોના ખ્યાલોને શરણે થતાં તેમને અટકાવી લેવાયા હોત તો દુરસ્તીવાદી ભૂલોને મૂળમાં જ ડાંભી દેવાઈ હોત.

હિંદની હિલચાલ અને હિંદની પાર્ટીને લેનિનના શબ્દો વધુ જોરથી લાગુ પડે છે. હાલનાં વરસોનો દુરસ્તીવાદ, પાર્ટીની અંદર મધ્યમવર્ગી તત્વોના મોટા પ્રમાણમાં આવવાનું પરિણામ છે. પાર્ટી નાનાં નાનાં સ્થાનિક કામદાર જૂથોની અવસ્થા વટાવી એક હિંદવ્યાપી સંસ્થા તરીકે બહાર આવી અને તેણે રાષ્ટ્રીય રાજકારણમાં પ્રવેશ કર્યો એ જમાનામાં આ તત્વો પાર્ટીમાં આવ્યાં હતાં. બીજી પાર્ટી કોંગ્રેસમાં એ સ્પષ્ટ થયું કે પાર્ટીમાં મધ્યમવર્ગી તત્વોનું કેવું મોટું પ્રમાણ છે. એ ઉપરથી એ સમજવું સહેલું છે કે દુરસ્તીવાદે કેવી રીતે ધીરે ધીરે પાર્ટીના દ્રષ્ટિકોણમાં અને કાર્યમાં પ્રવેશ કર્યો હતો.

અહીં વિગતોમાં ઉતરવાની જરૂર નથી. પરંતુ, સૌથી ખરાબમાં ખરાબ પ્રકારના દુરસ્તીવાદના થોડાક દાખલાઓ અહીં ટાંકીએ:

(૧) પાર્ટીની જૂની મધ્યસ્થ કમિટીએ (૧૯૪૩ની કોંગ્રેસે ચૂંટેલી) પાર્ટીનું નવું બંધારણ ઘડવા એક પેટા-સમિતિ નીમી હતી. આ પેટા-સમિતિએ ઘડેલા બંધારણને મધ્યસ્થ કમિટીએ મંજૂર કર્યું નહોતું. અને પાર્ટીની અંદર ફેરવવામાં આવ્યું અને કેટલાક પ્રાંતોએ એનો સ્વીકાર પણ કર્યો. એ બંધારણમાં

"ફ્રેકશન" ખતમ કરી દેવાની હિમાયત કરવામાં આવી હતી. પાર્ટીને વિસર્જન કરી દેવાની વલણનું આ મૂર્ત સ્વરૂપ હતું.

(૨) જૂની મધ્યસ્થ કમિટીની એક બેઠકમાં, પાર્ટીના બંધારણ પરની ચર્ચા દરમિયાન, બંધારણના આમુખમાં "કામદાર વર્ગની સરમુખત્યારી"-એવું વાક્ય આમેજ કરવાની દરખાસ્તનો બહુમતિએ વિરોધ કર્યો. જ્યારે પાર્ટી કોંગ્રેસના પ્રતિનિધિઓએ આ મામલામાં દરમિયાનગીરી કરી અને ઉપરોક્ત ફેંસલાનો વિરોધ કર્યો ત્યારે જ, લઘુમતિ, બંધારણમાં "કામદાર વર્ગની સરમુખત્યારી" નું વાક્ય આમેજ કરાવી શકી. "કામદાર વર્ગની સરમુખત્યારી"નું વાક્ય આમેજ કરવા સામેના વિરોધ ખુલ્લં ખુલ્લા એવી રીતે નહોતો કરવામાં આવ્યો કે એ સિદ્ધાંત હવે જૂનો થઇ ગયો છે; છતાં, અસલમાં, વિરોધની ભૂમિકા તો એ જ હતી.

(૩) બીજી પાર્ટી કોંગ્રેસ વખતે મધ્યસ્થ કમિટીની એક બેઠકમાં, લઘુમતિએ માંગ ઉઠાવી કે, લોકશાહી મોરચાનું સ્વરૂપ એકરંગી હોવું જોઇએ એવું ટીટોનું વિધાન સ્વીકારવામાં આવે. બહુમતિએ એનો અસ્વીકાર કર્યો. છતાં, રાજકીય ઠરાવમાં એનો સ્વીકાર નહોતો કરવામાં આવ્યો તો યે, કોંગ્રેસની આલોચના કરતા લેખમાં એનો પડઘો ઉઠયો હતો.

(૪) કામદાર-વર્ગની આંતરરાષ્ટ્રીયતા સામે લગભગ અગીઆર વરસ પહેલાં લડત શરૂ થઇ ગઇ હતી. કમ્યુનિસ્ટ આંતરરાષ્ટ્રીયની છઠ્ઠી તેમજ સાતમી કોંગ્રેસે સાચી રીતે જણાવ્યું હતું કે આંતરરાષ્ટ્રીયતાની સાચી કસોટી સોવિયેત યુનિયનની રક્ષા કરવી એ છે. આના આધાર પર, ૧૯૩૬માં પાર્ટીના એક આગેવાને એક લેખમાં સ્પષ્ટપણે લખ્યું કે હિટલરી આક્રમણ સામેની લડતમાં કમ્યુનિસ્ટો સોવિયેત યુનિયનને સાથ આપશે અને જો બ્રિટન જે તરફ સોવિયેત હોય એ તરફ હશે તો યે, એવા યુદ્ધ પ્રત્યેના કમ્યુનિસ્ટોના વલણમાં કાંઇ પરિવર્તન નહિ થાય. એ વખતના પોલિટ-બ્યુરોએ આ વલણનું સત્તાવાર રીતે ખંડન કર્યું અને જાહેર કર્યું કે, આવી પરિસ્થિતિ પેદા થશે તો કમ્યુનિસ્ટો સંયુક્ત યુદ્ધને ટેકો નહિ આપે પણ બ્રિટન સામે લડશે.

એટલે, હિટલરના આક્રમણને છ મહિના વીતી ગયા તો યે પાર્ટીએ યુદ્ધ અંગેની પોતાની વ્યાખ્યા ન બદલી એ કંઇ અકસ્માત નથી. કામદાર વર્ગની આંતરરાષ્ટ્રીયતાને તિલાંજલી આપવા સિવાય આ બીજું કાંઇ નહોતું.

છતાં, પાર્ટીએ નીતિ બદલાવી ત્યારે ય, એને એ વખતની પ્રચલિત મૂડીવાદી-રાષ્ટ્રવાદી ભાવનાને આધીન બનાવી દેવામાં આવી. યુદ્ધનું સ્વરૂપ કેવી રીતે

બદલાયું એ સમજાવવામાં, ધીમે ધીમે, સોવિયેત યુનિયન અને તેના પરના હુમલાની વાત કરવાનું બંધ કરી દેવામાં આવ્યું. પાર્ટીની નીતિમાં આવેલ પલટો ઉચિત છે એ સમજાવવા અને તેને રજૂ કરવા, માત્ર જપાની હુમલાની અને દેશના રક્ષણની વાત પર વધુ ને વધુ પ્રમાણમાં જોર દેવામાં આવતું. એટલે કે, પાર્ટી નીતિમાં આવેલ પલટાને મૂડીવાદી-રાષ્ટ્રવાદી દૃષ્ટિકોણથી જ સમજાવવામાં આવતો. જનતાને ગળે ઉતરે એવી રીતે પ્રચાર કરવાના ઓઠાં હેઠળ, મુક્તિ યુધ્ધના આંતરરાષ્ટ્રીયપણા ઉપર, તેના વર્ગીય સ્વરૂપ ઉપર પરદો નાખવામાં આવ્યો, તેમાં સોવિયેત યુનિયનની ભૂમિકાને ક્યાં ય સ્થાન આપવામાં ન આવ્યું. આમ, એક બાજુ, સોવિયેત યુનિયનની મુકત કરવાની વાસ્તવિક ભૂમિકાને ધીમે ધીમે પાછળ નાખી દેવામાં આવી તો બીજી બાજૂ, દેશમાં કામદાર વર્ગની લડતોને બરાબર બ્રાઉડરની રીતે ધીમી પાડવા સોવિયેત યુનિયનની આ જ ભૂમિકાનો ઉપયોગ કરવામાં આવ્યો.

(૫) "સંકુચિત વાડાબંધી" સામે લડવાને બહાને, કામદાર વર્ગની સ્વતંત્ર પ્રવૃત્તિ અને કામદાર વર્ગની આગેવાની હાંસલ કરવાની લડતને પાછળ નાખી દેવામાં આવી. સંયુકત રાષ્ટ્રીય મોરચાના નામે, ધીરે ધીરે સિદ્ધાંતિક તેમજ રાજકીય શરણાગતિ શરૂ થઈ. "નેશનલ ફ્રન્ટ" માં પ્રસિદ્ધ થયેલા એક લેખમાં "ગાંધીવાદમાં નવી ચમક પેદા કરવાની" વાત કરવામાં આવી હતી; જો કે એ લેખની ટીકા કરવામાં આવી હતી છતાં, એ એ જ મનોવૃત્તિનો પડઘો હતો જે હાલના સમયમાં ગાંધી અને નહેરૂ સામે નાકલીટી તાણવાના સ્વરૂપે પ્રગટ થઈ હતી. "માર્કસવાદ એ ઉત્તમ દેશપ્રેમ છે" એ વિધાનનો એવો અર્થ કરવામાં આવ્યો કે મૂડીવાદી દેશપ્રેમ એ ઉત્તમ માર્કસવાદ છે.

કોઈ એમ કહેતું નથી કે સંયુકત મોરચાની કાર્યનીતિનો અમલ કરવો એ ખોટું છે. બહુમતિને પોતાને પક્ષે જીતી લેવા અને કામદાર વર્ગની આગેવાની ઊભી કરવા માટે એ જરૂરી છે. ભૂલોનું મૂળ તો ત્યાં હતું કે સંયુકત મોરચાને દુરસ્તીવાદી દૃષ્ટિએ સમજવામાં આવ્યો અને તકવાદ અપનાવવામાં આવ્યો.

કિસાન મોરચા પર, આથી, કિસાન એકતાનો એક એવો ખ્યાલ પેદા થયો કે જેમાં કોઈ વર્ગીય દૃષ્ટિ નહોતી. પરિણામે ધનિક કિસાન, મધ્યમ કિસાન, ગરીબ કિસાન અને ખેત મજુરો તમામને એક જ પંગતે બેસાડવામાં આવ્યા. વ્યવહારમાં આનું પરિણામ એ આવ્યું કે, કિસાન હિલચાલ મોટે ભાગે મધ્યમ કિસાનના વર્ચસ્વ હેઠળ આવી અને તેના

ઢચુપચુ વલણુ અનુસાર ચાલવા લાગી. આનું પરિણામ એ આવ્યું કે વારંવાર ધનિક કિસાનો સાથે સમજુતી કરવામાં આવી. અને જમીનદારીના સવાલ પર મધ્યમ કિસાન પોતાની ઢચુપચુ વલણુ દાખવે એ પહેલાં કદાચ, પાર્ટી આગેવાનોના અમૂક વિભાગે પોતાની ઢચુપચુ વલણુ બતાવવી શરૂ કરી. એટલે, ૧૯૩૮ની આસપાસ, કેટલાક આગેવાનોની વાતચીતમાં જમીનદારોને બદલો આપવાના સૂત્રે દેખા દીધી. શહેરના કામદાર વર્ગના ચૂસ્ત સાથી ગામડાના ખેત-મજુરો અને ગરીબ કિસાનોને પોતાનો આધાર બનાવવાને બદલે, દુરસ્તીવાદીઓ, મધ્યમ કિસાનને પોતાનો આધાર બનાવી અને ઘણી જગ્યાએ તો નેતૃત્વ ધનિક કિસાનોના હાથમાં સોંપી, ખેત-ક્રાંતિ કરવા માગતા હતા. અહીં ફરીને એક વાર, આપણને કિસાન એકતા અંગેનો મૂડીવાદી ખ્યાલ જોવા મળે છે. જેમાં, કિસાન એકતાનો આધાર ખેત-મજુરોને બનાવવાનો અને સ્વતંત્ર આમ લડતો ચલાવવાનો ઇન્કાર કરવામાં આવ્યો હતો.

આ છતાં, કામદારો ને કિસાનોની આર્થિક લડતો અને એ રોજીંદી લડતોમાં પોતાની સ્વતંત્ર આગેવાનીને લીધે, પહેલા તબક્કામાં પાર્ટીએ વિકાસ સાધ્યો. છેલ્લે છેલ્લે, એને પણ તોડી પાડવાનો પ્રયાસ થયો હતો.

જે વખતે કામદારોની હાલત અસહ્ય બની ચૂકી હતી એ વેળાએ, મૂડીવાદી ઉત્પાદન વધારવાને નામે ખુલ્લં ખુલ્લા વર્ગમેળ અને વર્ગ શાંતિની હિમાયત કરવામાં આવી. તમામ હડતાળોને ખતમ કરી મૂડીદારોની સંપૂર્ણ શરણાગતિ કરવાના ખુલ્લં ખુલ્લા પ્રયાસ સિવાય આ બીજું કાંઇ જ નહોતું.

આ બધા પર પરદો કેવી રીતે ઢાંકવામાં આવ્યો હતો? લેનિનના શબ્દોનો દુરૂપયોગ કરીને અને તેને વિકૃત બનાવીને. આ રીતે, લેનિને અર્થવાદ સામે લડવાનું કહ્યું હતું તેનો, જનતાની આર્થિક લડતોને રોકવા અને દૃપ કરવા ઉપયોગ કરવામાં આવ્યો. જ્યારે જ્યારે આવી લડતો દોરવામાં આવી ત્યારે, એના પર દમન થવાને કારણે અને મૂડીવાદી પ્રચારથી જનતામાં થોડો વખત પૂર્વગ્રહો ઉભા થયા એને લીધે એ લડતોની નિંદા કરવામાં આવી. કહેવામાં આવ્યું કે એથી પાર્ટી રાજકીય દૃષ્ટિએ અળગી પડી ગઇ છે, એ તો "અર્થવાદ" છે. લેનિનના શબ્દોને આટલી હદે કદી યે વિકૃત બનાવવામાં નહોતા આવ્યા. જ્યારે લડાયક જનતાને સુધારાવાદી પ્રચાર અને ઉત્પાદન વધારવાની બેહુદી વાતોથી ઉત્સાહીત કરવામાં નિષ્ફળતા મળતી હતી ત્યારે ય, વારે વારે કહેવામાં આવતું કે "અર્થવાદ"ને કારણે આ આ નિષ્ફળતા મળી છે.

"સ્વયંસ્ફૂર્તિ" સામે લડવાને નામે, જનતાની સ્વયંસ્ફુરિત લડતોની નિંદા કરવામાં આવી. જે કોઇને લીધે, મૂડીવાદીઓ અને તેમના નજીકના અનુયાયીઓ સાથે દુશ્મની કરવી પડતી એ તમામને "અર્થવાદ" યા "સ્વયંસ્ફૂર્તિ" તરીકે બતાવવામાં આવતી. અને કામદાર વર્ગની સ્વતંત્ર રાજકીય લડતને, "જનતાથી આગળ નીકળી જવા" સમાન ગણાવી તેને ધુત્કારવામાં આવતી. પોલિસ સામેની લડતને ય "ઉશ્કેરણીખોર" ગણાવવામાં આવતી. ટુંકમાં, કામદાર વર્ગ તથા મહેનતકશ જનતાની રાજકીય તેમજ આર્થિક તમામ પ્રકારની સ્વતંત્ર પ્રવૃત્તિઓ પર પ્રતિબંધ મૂકવાનો આ પ્રયાસ હતો.

પાર્ટીની આગેવાન તરીકેની ભૂમિકાને ખુલ્લંખુલ્લાં તિલાંજલી આપવા બરાબર, જનતા પાસેથી કંઇક શીખવાનો ઇન્કાર કરવા બરાબર આ હતું.

આ રીતે, દુરસ્તીવાદનું જે પરિણામ આવતું હોય છે એ જ આવી રહ્યું હતું. એટલે કે, કામદાર વર્ગની લડતને મૂડીવાદી વર્ગની જરૂરીઆતને આધીન બનાવાઇ રહી હતી.

અને એ ન ભૂલવું જોઇએ કે આ બધું, "સંકૂચિત વાડાબંધી," "લોકોને છોડી આગળ દોડી જવાની વૃત્તિ" અને "અર્થવાદ" સામે લડવાને નામે થઇ રહ્યું હતું. માર્કસવાદ નક્કર પરિસ્થિતિને લાગુ કરવાને નામે, માર્કસવાદ લાગુ કરવા માટે રાષ્ટ્રીય રૂપો શોધી કાઢવાને નામે તથા પુસ્તકિયા માર્કસવાદને તિલાંજલીને નામે આ બધું થઇ રહ્યું હતું. બિમારી એ જ હતી, એનાં લક્ષણો ય એ જ હતાં, બિમારીનો બકવાટ પણ એ જ હતો.

આત્મ-ટીકાના સંબંધમાં યે, સાધારણ સભ્યોની કચાસની એ જ દલીલનો તમામ મતભેદો પર પરદો નાખવા ઉપયોગ કરવામાં આવ્યો. અને પાર્ટી-નીતિની અંદરના એકે એક પરિવર્તનને જાણીબુઝીને એવી રીતે રજુ કરવામાં આવ્યું કે જાણે એ જ જૂની નીતિ ચાલુ છે.

પાર્ટીની બીજી કોંગ્રેસ પછી, મવાળ સુધારાવાદી દુરસ્તીવાદી બિમારીની સાથો સાથ, કેટલાક પ્રમાણમાં "અતિ ઉદ્દામ દુરસ્તીવાદ"ની બિમારી પણ સામે આવી. જે લોકો, વર્ગ સંબંધો સમજ્યા વિના મોટ મોટી વાતો કરે છે અને જ્યારે તેમની વાતોનો વાસ્તવિકતા સાથે મેળ નથી ખાતો ત્યારે સૌથી પહેલાં મવાળ સુધારાવાદ તરફ દોડી જાય છે એવા લોકોનો આ દુરસ્તીવાદ હતો. તેઓ એ લોકો છે કે જેઓ એમ માને છે કે તેમને બીજાની ટીકા કરવાનો અધિકાર છે પણ પોતાની ટીકા થાય છે ત્યારે એનો વિરોધ કરે છે.

ગયે વરસે, હિંદની કમ્યુનિસ્ટ પાર્ટીની બીજી કોંગ્રેસે દુરસ્તીવાદ સામે લડત શરૂ કરી હતી પરંતુ, એ માનવું ભૂલ ભર્યું ગણાશે કે ત્યારબાદ દુરસ્તીવાદી ભૂલો અને વલણ ખતમ થઈ ગયા છે.

પાર્ટી કોંગ્રેસ પછી, દુરસ્તીવાદે, સુધારાવાદ સામે લડવાનો બુરખો ધારણ કર્યો છે. પરંતુ, આ લડત શબ્દો પુરતી જ મર્યાદિત રહી છે. વ્યવહારમાં આવા લોકો જનતાની લડતોથી ભાગે છે, આખરી લડતની મોટ મોટી વાતો કરે છે પણ જે લડતો ચાલુ છે તેને દોરવાનો ઇન્કાર કરે છે. તેઓ ઓછામાં ઓછી તૈયારી પણ નથી કરતા; તેઓ મોટ મોટી વાતો કરે છે પણ જનતાની લડતો અને તેના વિજયમાં તેમને વિશ્વાસ નથી; સુધારાવાદ સામે તેઓ નકલી લડતો લડે છે-હાલના દુરસ્તવાદનાં આ લક્ષણો છે.

સાથોસાથ. દુરસ્તીવાદ સંગઠનના ક્ષેત્રમાં, સમાધાનવાદીઓની શરણાગતિ અને તેમની સાથે સમાધાની કરવાનું રૂપ લે છે. વળી એ નોકરશાહી વૃત્તિ સામે લડવાનો સ્વાંગ પણ ધરે છે; પરંતુ, વાસ્તવમાં, તે પાર્ટીની અંદર મૂડીવાદી વિરોધનો કાટકૂટિયો ભાગ ભજવે છે.

ભૂલોનાં સામાજિક મૂળ હોય છે, ને જ્યાં સુધી એમાં સુધારો નથી થતો ત્યાં સુધી દુરસ્તીવાદના વિકાસનો ભય હંમેશાં રહ્યા કરે છે. દુરસ્તીવાદ, મધ્યમવર્ગી દૃષ્ટિકોણ અને વલણના આધારે ફૂલેફાલે છે. એટલે, દુરસ્તીવાદને ખતમ કરવા માટે જરૂરી છે કે પાર્ટીના અંદર એવી વૃત્તિઓ સામે ગંભીરપણે લડત કરવામાં આવે, એને જરા ય પડખું આપવામાં ન આવે. એ વૃત્તિઓના કટ્ટર પ્રતિનિધિઓ હોય તેવાઓ પ્રત્યે જરા પણ નમતું જોખવામાં ન આવે; પાર્ટીના તમામ સભ્યોને માર્કસવાદ-લેનિનવાદનું શિક્ષણ આપવા સર્વાંગી પ્રયાસ કરવામાં આવે અને પાર્ટીની તથા તેની આગળ પડતી કમિટીઓની સામાજિક રચના બદલવા જલ્દીમાં જલ્દી કદમ ઉઠાવવામાં આવે.

દરેક પાર્ટી સભ્યનું એ સૌથી પહેલું પ્રાથમિક કર્તવ્ય છે કે તેઓ દુરસ્તીવાદના સામાજિક મૂળને સમજે, દુરસ્તીવાદ સામેની લડતને, પાર્ટીને વિકસાવવાના અને તેને બોલ્શેવિક બનાવવાના પ્રશ્નનું એક અંગ ગણે; અને એને અમૂક વ્યક્તિઓ વચ્ચેની લડત સાથે ન ભેળવે. તમામ પાર્ટી-સભ્યો માર્કસવાદ-લેનિનવાદનું જ્ઞાન પ્રાપ્ત કરે, સ્તાલિનના મહાન ગ્રંથ "સોવિયેટ યુનિયનની કમ્યુનિસ્ટ પાર્ટીનો ઇતિહાસ" અને લેનિનનાં લખાણો, દુરસ્તીવાદ સામે લેનિને ચલાવેલ લડતોનું ખૂબ ગંભીરતાથી અધ્યયન કરે તો જ દુરસ્તીવાદ સામે આપણે લડી

શકીશું. આવા પ્રકારનું અધ્યયન જ, પાર્ટીની સામુદાયિક વિચારશક્તિને ... કરવા માટે કામેલ બનાવશે, સાચી આત્મ-ટીકાને સંભવિત બનાવશે. ... પ્રકારનું અધ્યયન જ, વર્ગ સંબંધોની સમજથી પર એવા પોતાના ... ખ્યાલો રજુ કરવાને બદલે સ્વીકૃત સિદ્ધાંતોના આધાર પર જાગૃત આત્... કરવાનું પાર્ટી સભ્યોને શીખવશે. કેવળ આવા પ્રકારનું અધ્યયન જ ... કાળજીપૂર્વક પોતાની જાત પારખવાનું અને તમામ પ્રકારની અહંતા... કુટવાદી ટીકાથી પર રહેવાનું શીખવશે. આવા પ્રકારનું અધ્યયન જ, નો... વલણને દૂર કરશે.

દુરસ્તીવાદને માર્કસવાદ-લેનિનવાદના આધાર પર જ ખતમ કરી દુરસ્તીવાદને, જે આમ લડતોની આપણે આગેવાની કરી રહ્યા છીએ એ લડતોની આગમાં જ ભસ્મીભૂત કરી શકાય.

Printed by Jayant. S. Bhat at the New Age Printing Press, 190-B, Khe... Main Road, Bombay 4, and published by V. M Kaul for the Communist Party of India, Raj Bhuvan, Sandurst Road, Bombay 4.